વર્ષ : ૪ થું : નવચેતન પ્રકાશને : ૩૩-૩૪ : પુસ્તક : ૫-૬

આપણી બાળ ગ્રંથમાળા

# સુ ર ભી

: લેખક :

ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

સંપાદકો

સોમાભાઈ ભાવસાર : દિનેશ ઠાકોર

ન વ ચે ત ન સા હિ ત્ય મં દિ ર
૨૪૫૬ : ભદ્ર : અમદાવાદ

પ્રકાશક

નટવરલાલ વોરા
શ્રીમતી પારેખ
નવચેતન સાહિત્ય મંદિર,
૨૪૫૬ : ભદ્ર : અમદાવાદ

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ સંગ્રહ

કિંમત
૦—૮—૦

: મુદ્રક :
કેશવલાલ સાંકળચંદ શાહ
ધી વિરવીજય પ્રી. પ્રેસ
સલાપોસ ક્રોસ રોડ—અમદાવાદ

# સુ ર ભી

## નિવેદન . . . . . . . .

'**આ**પણી બાળ ગ્રંથ-માળા'નાં ત્રણ પુસ્તકો ચાર ચાર મહિને ભેગાં બહાર પડશે એમ જાહેર કરેલું. પણ લડાઇને અંગે કાગળ, શાહી, છાપકામ વિગેરેના ભાવ અનહદ વધવાથી પુસ્તક ૫ અને ૬ બંને ભેગાં બહાર પડે છે. પુસ્તકો બંને ભેગાં બહાર પડે છે પણ નક્કી કરેલાં પાનાની સંખ્યા ઓછી કરવામાં આવી નથી તેની નોંધ લેશો.

લિ.
સંપાદકો



# અ • નુ • ક્ર • મ





## સુરભી

કોઈ એક ગામમાં શેઠશેઠાણી રહે. એમને એકની એક દીકરી હતી. દીકરીનું નામ સુરભી. શેઠ-શેઠાણી સુરભીને ઘણા વહાલથી ઉછેરે. નોકરચાકરો સુરભીને ખમ્મા ખમ્મા કરે. રાજકુમારી જેવા લાડ-કોડથી સુરભી ઉછરે.

સુરભી સાત વરસની થઈ. એ વખતે ઘણો જ માઠો બનાવ બન્યો. સુરભીની માતા મરણ પામી. સુરભી ઘણું ઘણું રડી. પણ રડવાથી મરેલું માણસ કાંઇ પાછું આવે ખરું ?

સુરભીને સાવકી મા ઠીક ઠીક વહાલ બતાવે. પણ વખત જતાં તે અદેખાઈથી બળવા લાગી. સાવકી

માને છોકરાં થયાં. સુરભીને ભાઈબહેન રમવા મળ્યાં. પણ નવી માની અદેખાઈનો પાર નહિ ! તે ખાવા-પીવામાં વેરોવંચો કરે. કપડાંલત્તામાં પક્ષપાત કરે. સુરભી પિતા પાસે લાડ કરવા જાય, તો મા ધુત્કારી કાઢે. શેઠ કંઈ બોલે નહિ.

આવી રીતે પાંચ વરસ વીતી ગયાં. સુરભી હવે બાર વરસની થઈ. તેના દુઃખનો પાર ન હતો.

સુરભીને સાવકી મા નર્યું દુઃખ આપે. તેની પાસે ઘરકામ કરાવે. સુરભીથી થાકી જવાય. શેઠ કશી વાત ઉપર ધ્યાન ના આપે. સુરભી પોતાનું દુઃખ કોને કહે ? એ બિચારી એકાંતમાં બેસી ધ્રૂસકે ધ્રૂસકે રડે.

એક વખત વાંકગુના વગર સાવકી માએ સુરભીને મારી. શેઠે પણ એને ધમકાવી. સુરભી ત્રાસી ગઈ. એણે પોતાની મા પાસે જવાનો વિચાર કર્યો. કોઈએ એને કહેલું કે, મરેલાં માણસો સરયુ નદીને કિનારે જઈ વસે છે. સુરભીએ માને મળવા જવાનો દૃઢ નિશ્ચય કર્યો.

એક સવારના સુરભી ઘર બહાર નીકળી પડી.

સુરભી તો ચાલી જાય છે. એને તો સરયુ નદીને કિનારે જવું હતું. રસ્તામાં નાનાં મોટાં ઝાડ, ઊંચાં નીચાં ઝાડ, કાંટાઝાંખરાંવાળાં ઝાડ, અને ઝાડ—બીડ વિનાનો સપાટ મેદાન જેવો રસ્તો આવે. ખાડા ટેકરાવાળો પણ રસ્તો હોય. સુરભી ચલાય એટલું ચાલે અને થાકે એટલે ઝાડ હેઠળ વિસામો લે. ફળફળાદિ ખાઈ લે અને નદીનાળાંનું પાણી પીએ. રાત જંગલ ઝાડીમાં પડી રહે. વાઘવરૂની યે એને બીક ન લાગે. એને તો માને મળવાની ધૂન જાગી હતી.

આવી રીતે રખડતી—આથડતી તે સરયુ નદીને કિનારે આવી પહોંચી. મુસાફરીમાં તેનું શરીર કૃશ થઈ ગયું હતું. પગે ઝરેળા ઊઠયા હતા. ચામડી ઉપર ઉઝરડા પડયા હતા. કપડાંના લીરા થયા હતા આ સ્થિતિમાં તે સરયુ નદીને કિનારે આવી. હવે સુરભીની હિંમત ના રહી. એણે તો હૃદયફાટ રડવા માંડયું: “ઓ મારે! ઓ મારે!”

પણ મા કયાંથી આવે? એને તો મરી ગયે પાંચ

પાંચ વરસ વીતી ગયાં હતાં. સુરભી તો ધ્રૂસકે ધ્રૂસકે રડે અને ચોપાસ જુએ.

સરયુ નદીને કિનારે એક યોગી ફરે. યોગી તે કેવા? કોઈ દેવપુરુષ જેવા. યોગી વૃદ્ધ હતા. તેમના માથે ભીંડી જેવી સફેદ જટા હતી. છાતી સુધી સફેદ દાઢી આવી રહી હતી. ભવ્ય કપાળ હતું. મોં ઉપર તો તેજ લખલખે! આંખોમાંથી તો અમૃત ઝરે. યોગીએ સુરભીના રડવાનો અવાજ સાંભળ્યો. પાવડી ઉપર પટાક પટાક ચાલતા તે સુરભી પાસે આવી પહોંચ્યા.

સુરભીના માથે હાથ ફેરવતાં યોગી બોલ્યા: “બેટા, કેમ રડે છે?”

સુરભીએ રડતાં રડતાં પોતાનું દુઃખ વર્ણવ્યું. આ સાંભળી યોગી કહે: “બેટા, ગભરા નહિ. ચાલ મારા આશ્રમમાં; તું ત્યાં રહેજે.”

નદીકિનારે જ યોગીનો આશ્રમ. યોગીની સાથે સુરભી આશ્રમમાં આવી.

સુરભીને આશ્રમમાં ગમી ગયું. આશ્રમમાં

વિદ્યાર્થીઓ હતા. વિદ્યાર્થીઓ વેદ ભણતા હતા. સુરભી પણ ભણવા લાગી. આશ્રમમાં ગાય અને વાછરડીઓ હતી, હરણાં અને સસલાં હતાં. વિધવિધ રંગનાં અને સુંદર કંઠવાળાં અનેક પક્ષીઓ પણ ત્યાં હતાં. સુરભીને તો અહીં બહુ જ મજા પડવા લાગી.

એક વખત ચાંદની રાત હતી. યોગી, સુરભી અને વિદ્યાર્થીઓ એક વિશાળ ઝાડ નીચે ભોજન કરવા બેઠાં હતાં. આમ્રવૃક્ષમાં કુંજપક્ષીનો માળો હતો. નર પક્ષી બહાર ચણવા ગયો હતો. કુંજલડી માળામાં બેઠી બેઠી તેની વાટ જુએ. એટલામાં દૂધ જેવા સફેદ વાનવાળો અને ઘેરું ઘેરું ગાતો કુંજ પક્ષી માળામાં આવ્યો. નર અને માદા અંદર અંદર વાતો કરવા લાગ્યાં.

યોગી પક્ષીની ભાષા જાણે. નર પક્ષી કહે : "'આપણા દેશનો રાજા રક્તપીતથી પીડાય છે. કશી દવાથી સાજો થતો નથી. વેદમાં લખેલું છે કે કોઈ કન્યા પોતાનું લોહી રાજાને આપે તો રાજાને આરામ થાય."

માદા પક્ષી કહે: “એવું લોહી આપી પોતાનો જીવ કોણ આપે?”

નર પક્ષી કહે: “આ નીચે કન્યા બેઠી છે, તે રાજાને પોતાનું લોહી આપે તો?”

કુંજ જોડીની વાત સાંભળી યોગીનું મુખ મલક્યું. સુરભી આ જોઈ ગઈ. તેણે યોગીને હસવાનુ કારણ પૂછ્યું. યોગી કશું બોલ્યા નહિ પણ સુરભીએ તો હઠ પકડી. છેવટે યોગીએ પક્ષીની વાત કહી. આ સાંભળી સુરભી કહે: “ઓહોહો! એમાં શું? મારા લોહીથી કોઈનું દરદ જતું હોય તો એથી રૂડું શું! હું રાજા માટે મરવા તૈયાર છું.”

આમ બોલી સુરભીએ રાજનગરમાં જવા ઉત્કંઠા બતાવી. યોગીએ ના પાડી. પણ સુરભી કહે: “મારા લોહીથી રાજા જીવતા હોય, તો એથી રૂડું શું? રાજા જીવશે તો હજારોનું ભલું કરશે. હું જીવીને શું કરવાની છું?”

સુરભીનો આગ્રહ જોઈ યોગીએ જવાની રજા આપી. યોગી કહે: “તું તારો જમણો હાથ

રાજાના દિલ પર ફેરવજે." આમ બોલી યોગીએ સુરભીના જમણા હાથ ઉપર મંત્ર ભણેલું પાણી છાંટયું.

યોગીએ એક વિદ્યાર્થીને સુરભીની સાથમાં મોકલ્યો. સુરભી અને વિદ્યાર્થી રાજનગર ભણી ઊપડયાં.

હસતાં, ગેલ કરતાં, સુરભી અને વિદ્યાર્થી મુસાફરી કરવા લાગ્યાં. સંધ્યાકાળ વખતે રાજનગરના દરવાજામાં દાખલ થયાં.

લોકોને રસ્તો પૂછતાં બંને જણાં રાજમહેલ પાસે ગયાં. દરવાજા પાસે પર્વત જેવા દેહવાળા, લીંબુની ફાડ જેવી પહોળી અને લાલઘૂમ આંખોવાળા, ભયાનક દેખાવવાળા દરવાનો ઊભેલા હતા. દરવાનોએ બંને જણાંને અંદર દાખલ થવા ન દીધાં. સુરભી કહે: "રાજા કાજે લોહી દેવા આવ્યાં છીએ."

આ સાંભળી દરવાન કહે: "ભાઈ, ભલે." એ તો દોડયો દોડયો રાજમહેલમાં ગયો. રાણીને ખબર આપી. રાણી ખુશ ખુશ થઈ ગયાં. રાજા કાજે જીવ દેવા કોણ આવ્યું? એમના માન્યામાં તો વાત

ના આવે. રાણી અને દાસીઓ દરવાજે આવ્યાં અને બંનેને રાજમહેલમાં તેડી ગયાં.

રાજાને રક્તપીતનો રોગ થયો હતો. એમના શરીરમાંથી દુર્ગંધના ગોટેગોટા નીકળે. પરુની રસી વહે. કોઈ એમની પાસે જઈ ના શકે. રાજવૈદ્યોએ જાહેર કરેલું કે રાજાના આરામ માટે કન્યાનું શુદ્ધ લોહી જોઈએ. પણ આવો ભોગ કોણ આપે ?

રાણીની સાથમાં સુરભી રાજા પાસે ગઈ. રાજા ખાટલે પડેલા. નજદીકમાં રાજવૈદ્યો બેઠેલા. ગામના મહાજનો બેઠેલા. સુરભી રાજાના ખાટલા પાસે બેઠી. વૈદ્યો એના શરીરનું લોહી લેવા તૈયારી કરવા લાગ્યા. આ દરમ્યાન સુરભીએ મનમાં પ્રભુપ્રાર્થના કરી. હળવે રહી રાજાના ડિલ ઉપર જમણો હાથ ફેરવ્યો. અહો આ શું ચમત્કાર ! સુરભીનો હાથ ફરી રહ્યો ત્યાં તો રાજાનો રોગ અદૃશ્ય થઈ ગયો ! એમના શરીરની દુર્ગંધ નાશ પામી. એમનું દિલ ચંપક-વર્ણું બની ગયું. રાજા પથારીમાં હળવે હળવે બેઠા થવા લાગ્યા.

આ જોઈ રાણીના આનંદનો પાર ના રહ્યો. સુરભીને તેમણે બાથમાં લઈ લીધી. રાજમહેલમાં આનંદ આનંદ વર્તાઈ રહ્યો. નગરલોકો ખુશી ખુશી થઈ ગયા.

પછી રાજારાણીએ સુરભીને પોતાની પુત્રી તરીકે ગણવા માંડી. સુરભી રાજમહેલમાં રહેવા લાગી ને ખાઈ પીને મજા કરવા લાગી.

## સોનાપગ

એક મોટું સરસ શહેર હતું. તેમાં વેપાર ધમધોકાર ચાલતો હતો. ધનવાનોની મોટી વસ્તી હતી. આવા શહેરના એક ખૂણે એક ભાઇ ને બેન રહે. ભાઇનું નામ શામળ અને બેનનું નામ રેવા. ભાઈ-બેન બહુ જ ગરીબ. ખાવા ન મળે તો પેટમાં પગ ઘાલી સૂઈ રહે. કોઈ એમની દરકાર કરનાર મળે નહિ. શામળ લાકડાં વેચે અને રેવા ફૂલ વેચે. આવો એમનો ધંધો. એમાંથી તેઓ ખાવાનું મેળવે.

પૂનેમનો તહેવાર આવ્યો. પૂનેમના દિવસે લોકો કમળ વડે મહાદેવની પૂજા કરે. રેવાએ ધાર્યું કે

આવતી કાલે કમળ ફૂલ માટે પડાપડી થવાની. તે નદીએ કમળ ચૂંટવા ચાલી. શામળ પણ સાથમાં ચાલ્યો.

નદીનાં પાણી ખળખળ વહે. નદીની વચમાં કમળના વેલા. આકાશ ભૂરું હતું. નદીને સામે કિનારે હરિયાળાં ખેતર હતાં. માછલાનો શિકાર કરતા ચક-ચકતી પાંખોવાળા કલકલિયા શોભતા હતા. બરફના જેવી જળબતકો પાણીમાં સ ર્ ર્ ર્ તરતી હતી. દેડકાના ડ્રાંઉ ડ્રાંઉ ડ્રાંઉ અવાજ આવતા હતા. રેવા કમળ તોડવા પાણીમાં પડી. શામળ કિનારે ઊભો ઊભો માછલાંની રમત નીરખવા લાગ્યો.

રેવા પાણીમાં દૂર કમળ પાસે ગઈ. તે કમળ તોડવા વાંકી વળી એટલામાં ત્યાં મગર આવ્યો અને રેવાનો પગ મોઢામાં લઈ લીધો. રેવાએ કિકિયારી પાડી. તે પાણીમાં આડી પડી ગઈ. તરત જ શામળ પાણીમાં કૂદ્યો. પાણી કાપતો ઝપાટાબંધ રેવા પાસે ગયો. તે બિલકુલ હિંમત હાર્યો નહિ, ગભરાયો નહિ. તેના હાથમાં લાકડાનો દંડુકો હતો. લાગ સાધી

મગરના પેટમાં માર્યો. ઘા એવો કર્યો કે મગરનું મોઢું પહોળું થઇ ગયું અને પગ છોડી ત્યાંથી નાઠો.

શામળે રેવાને ખભે લીધી અને નદી કિનારે આવ્યો. ધોતિયું ફાડી પગના ઘા ઉપર બાંધ્યું. રેવાને વડના ઝાડ નીચે સુવાડી શરીર ઉપર માથાનું ફાળિયું ઓઢાડયું અને કહ્યું: "બેન, ગામમાં જઈ હું લોકોને બોલાવી લાવું છું. ઝોળી કરીને તને લઈ જઇશું." કહી શામળ દોડતો ગામમાં ગયો. રેવા ચીસેચીસ પાડે ને રડે. તેને અસહ્ય દરદ થાય.

એવામાં આંધી ચઢી. વંટોળિયો થયો. રેતીના થાંભલા બન્યા, રેતી ઉડવા લાગી ને રેવાના મોઢા ઉપર વાગવા લાગી. તેના દરદમાં વધારો થયો. તે દુઃખથી બૂમો પાડવા લાગી.

નદીકિનારે અશ્વિનીકુમાર ફરવા આવેલા. અશ્વિનીકુમાર તો દેવોના વૈદ. અવારનવાર દુનિયા ઉપર ફરવા આવવાનો તેમને શોખ છે. તે બહુ દયાળુ છે.

રેવાની બૂમ તેમણે સાંભળી. તે તરત અવાજની દિશામાં વળ્યા. ચોપાસ અનેરી સુગંધ પ્રસરી રહી.

રેવા તો એ સુગંધથી નવાઈ પામી. એટલામાં આશ્વ-નીકુમાર તેની સમક્ષ આવી ઊભા. દેવપુરુષનું તેજ કંઈ છાનું રહે ? રેવા જેમતેમ અધબેઠી થઈ અને પગે લાગી. તેણે પોતાના દરદની વાત કહી.

અશ્વિનીકુમારે "ગભરા નહિ" કહી તેને પગે હાથ ફેરવ્યો. પગ સાજો સમો થઈ ગયો. વળી ખૂબીની વાત તો એ થઈ કે તે સોનાનો થઈ ગયો. જતી વેળા અશ્વિનીકુમાર કહે: "કોઇપણ પારકાને પગની વાત કહીશ નહિ. કોઈને ય પગની વાત કહીશ તો તું દુ:ખી થઈશ."

રેવા પગે લાગી. અશ્વિનીકુમાર જતા રહ્યા. થોડીવારે શામળ વીલે મોઢે પાછો ફર્યો. પાડોશના લોકો ધંધા રોજગાર ઉપરથી પાછા નહોતા ફર્યા. શામળે તો બેનને હસતી–રમતી દેખી. તે નવાઈ પામ્યો. રેવાની કાંતિ ફરી ગઈ હતી. તેના તેજનો પાર ન હતો. રેવાએ ભાઈને અશ્વિનીકુમારની વાત કહી. કોઈ પણ સોનાનો પગ જુએ નહિ, પૂછપરછ કરે નહિ, માટે શામળે રેવાને પગે પાટો બાંધ્યો.

ભાઈબેન ગામમાં ગયાં.

શામળે, રેવાએ, કોઈને સોનાપગની વાત કરી નહિ. રેવા પગે પાટા બાંધી રાખે. કોઈની યે નજરે પગ પડે નહિ. ભાઈ લાકડાં વેચે, બેન ફૂલ વેચે. અને એમ કરીને ભાઈબેન સુખચેનમાં રહે.

[ ૨ ]

એકવાર શામળ માંદો પડ્યો. રેવા ભાઈની સારવારમાં રોકાઈ. વખત મળે નહિ તેથી રેવાથી ફૂલ વેચાય નહિ. પૈસા અનાજ મળે નહિ. ઘરમાં ગરીબાઈ વધી પડી. ભૂખમરાના દિવસો આવી પહોંચ્યા. દવાદારુ થાય નહિ. પૈસા જોઈએને!

બેનને ભાઈ બહુ વહાલો. રેવાને એક ઉપાય સૂઝ્યો. બપોરના લાકડી લઈ ઓઘડ સોનીને ત્યાં ગઈ.

" સોનીભાઈ, સોનીભાઈ, આ મારો સોનાનો પગ કાપી લે ને તેના પૈસા આપ. મારો ભાઈ બહુ માંદો છે. દવાદારુ માટે પૈસા જોઈએ, અનાજ લાવવા

પૈસા જોઈએ. પગની વાત કોઈને કરશો નહિ. કોઈને પગ વેચશો નહિ. દેવ ગુસ્સે થશે.”



દેવના ગુસ્સાની વાત સાંભળી ઓઘડ સોની ગભરાયો. પગ લેવા ના પાડી. ઘણી વિનવણીએ ઓઘડે હા પાડી. ઘરને અંધારે ઓરડે સોની અને રેવા ગયાં. ખપૂ ખપૂ ખપૂ કરવતી ફેરવી. સોનીએ રેવાનો સોનાનો પગ ઘુંટણ અગાડીથી કાપ્યો. લોહી ઓહી પડ્યું નહિ. રેવાને દરદ થયું નહિ. પગ કાપી લીધો ને પૈસા આપ્યા. રેવા લાકડીને ટેકે ખોડંગતી ખોડંગતી ઘર ભણી વળી.

શામળની દવા શરૂ કરી, પણ તેને આરામ શાનો થાય? રેવા ઉપર અશ્વિનીકુમારનો ગુસ્સો ઊતર્યો. શામળની તબિયત વધુ અને વધુ બગડતી ચાલી. રેવાની ફિકરનો પાર નથી. રેવા ડબક ડબક આંસુએ રડે. એનાં આંસુ લૂછનાર કોઈ સગું વહાલું મળે નહિ. કોઈ ઓળખીતું યે પણ ના મળે.

[ ૩ ]

હવે એ શહેરમાં મદનમોહન નામનો તાલેવંત રહે. તેની સાત માળની હવેલી હતી અને બારણે નોબતો ગડગડતી. મદનને રૂપાળી ચીજોનો બહુ શોખ હતો. એની હવેલી કળાના ભંડાર જેવી હતી. હવેલીને થાંભલે થાંભલે ચીતરામણો હતાં, મેડાની છત ઉપર સુંદર કોતરકામ અને રઢિયાળાં ચિત્રો હતાં. ભીતો ઉપર દેશવિદેશના પ્રખ્યાત કારીગરોના હાથનાં સુશોભનો અને ચિત્રો હતાં.

મદનમોહનની હવેલીમાં એક ભોંયરું હતું. ભોંયરામાં ચિત્ર અને કળાની સામગ્રીના ભંડાર હતા.

જૂની મૂર્તિઓ, કારીગરીના નમુના, દેશપરદેશનાં ચિત્રો વિગેરે ભોંયરામાં ભર્યાં હતાં. મદન ભોંયરામાં સુએ, ત્યારે જ એને ઊંઘ આવે. એટલો એ કળા-શોખી હતો. આકર્ષક અનમુન વસ્તુઓ તે ખરીદે અને ભોંયરામાં ગોઠવે. ભોંયરાને એ "કળામંદિર" કહે.

શહેરના દુકાનદારોની તે દોસ્તી રાખે. તેમની દુકાને આવેલી રૂપાળી અને કળામય વસ્તુઓ, મોંઘે દામે તે ખરીદી લાવે.

એકવાર તે ઓધડ સોનીની દુકાને ગયો. હજાર પાંદડીવાળું સોનાનું કમળફૂલ ખરીદ્યું. ઓધડે આડી-તેડી વાતો કરતાં સોનાપગની વાત કરી. ઓરડામાં લઈ જઈ પગ બતાવ્યો. પગ જોઈ મદન રાજી રાજી થઈ ગયો.

મદન બોલ્યો: "કોઈ દેવીનો પગ લાગે છે. કેવું તેજ મારે છે!" મદનને પગની માયા લાગી.

મદને પગની માગણી કરી. ઓધડ લોભી હતો. બહુ પૈસા લઈ ઓધડે પગ વેચ્યો.

મદને પગ લાવી કલામંદિરમાં ગોઠવ્યો. કોતરેલા હાથીદાંતની બેઠક ઉપર પગને મૂકયો.

રાતના મદન ‘કલામંદિર’માં સૂવા આવ્યો. આખો ઓરડો તેજથી ઝળહળાં થઈ રહ્યો હતો. સોનાના પગમાંથી તેજના ફુવારા ફૂટતા હતા. આ જોઈ મદન નવાઈ પામ્યો. તે ખાટલામાં જઈ સૂતો. સૂતાં સૂતાં પગ ભણી ટગર ટગર જોયા કર્યું. તેજ હતું તો ઝળહળાટ, પણ ચંદ્રમા જેવું શાંત અને મીઠું હતું. તેના સામી નજર માંડતાં આંખમાં પાણી ના આવે, પણ ઠંડક વળે.

મોડી રાતે મદનને ઊંઘ આવી. ઊંઘમાં કોઈ રૂપાળી બાળા દેખાઈ. પણ તે રૂપાળી બાળા રડતી હતી. તેના મોઢા પર ખેદ હતો.

મદન સવારે ઊઠયો અને તરત જ સોની પાસે ગયો.

“ઓધડભાઈ, ઓધડભાઈ, પેલા પગવાળી આખી મૂર્તિ તું મને આપ. મોંમાગ્યા પૈસા આપશું.”

સોનીએ જવાબ દીધો: “પગ સિવાય બાકીની

વસ્તુ મારી પાસે નથી. જે છે તે તમારા માટે નકામી છે. તમારા જેવાને ત્યાં શોભે નહિ. ”

જેમ તેમ મન મનાવી મદન પાછો ફર્યો. રાતના કલામંદિરમાં સૂવા ગયો. અંધારું ભોંયરું તેજથી સખલખી રહ્યું હતું. આજે વળી ઓરડામાં ફૂલડાંની સુગંધ પમરી રહી હતી. પગને નમન કરી મદન સૂતો. પગ વિષે તેને હજારો વિચારો આવવા લાગ્યા. છેક મોડી રાતે એની આંખ મળી. ઊંઘમાં સ્વપ્ન આવ્યું, ફરી પેલી રડતી રૂપાળી બાળાનું દર્શન થયું.

બીજે દિવસે સવારના ફરી મદન સોનીને ત્યાં ગયો.

“ ઓઘડભાઈ, માન ન માન, પણ પગમાં કંઈ ભેદ છે. તું મને બધી વાત કહે. તારું ઘર પૈસે ભરી દઉં. સીધી વાત કર. ”

ઓઘડે માથું ધૂણાવ્યું: “ એક અક્ષર પણ ના કહું. મારા ઉપર દેવ ગુસ્સે થાય. ”

મદન નિરાશ થઈ ઘેર આવ્યો. સોનાના પગે

તેને ગાંડો કરી મૂકયો. વારેવારે પેલી સપનાવાળી રડતી બાળા તેને સાંભરે. તે ખાય નહિ, પીએ નહિ. આખો દિ' પગની વાત અને વિચારો કર્યા કરે. ઓઘડને મદને ઘણું વીનવ્યો; પણ તે મક્કમતાથી કહે: "મારા કકડા કરો પણ વાત તો ના કહું."

[ ૪ ]

હવે આ તરફ શામળની માંદગી વધતી ચાલી. રેવા બહુ ગભરાયા કરે. નદીને કિનારે મહાદેવનું મંદિર હતું; તેમાં એક બાવાજી રહેતા હતા. તે અવારનવાર શામળની તબિયત જોવા આવે. રેવાને દિલાસો આપે. શામળની તબિયત બગડતી જોઈ બાવાજી રેવાને કહે: "અહીંથી એક માઈલ દૂર દેવીનું દહેરું છે. તે દેવીની પૂજા તું સાત દિવસ કર. સૂરજ ઊગતા પહેલાં પૂજા કરે તો જ કામમાં આવે. તારા ભાઈને જલદીથી આરામ થઈ જશે."

રેવાએ માતાની પૂજા કરવાનો નિયમ કર્યો. બેનને ભાઈ બહુ વહાલો. તેના વાસ્તે જીવ આપવા તે તૈયાર હતી. માતાની પૂજા કરવા તો તે જાય, પણ

તેનો એક પગ અડધો હતો. કોઈ વહાલું—પોતીકું મળે નહિ કે જેની મદદ લઈ એ માઈલ દૂર માતાને મંદિરે જાય. રાત્રે સૂતાં સૂતાં રેવા ખૂબ રડી.

છતાં રેવા પહેલા પહોરે ખોડંગતી ખોડંગતી માતાના મંદિરે ગઈ. રાત સુમસુમ બોલે. રસ્તો જંગલનો હતો. જંગલી જનાવરની બીક હતી. પણ હૈયે હામ રાખી રેવા દહેરે ગઈ. માતાની પૂજા કરી ઘીનો દીવો કરી માગણી કરી: "મા, મારા ભાઈને સાજો કર. વહેલો આરામ કર."

રેવા રોજ પહેલા પહોરે ખોડંગતી ખોડંગતી માતાને મંદિરે જાય અને પૂજા કરી આવે. ઘીનો દીવો કરે અને ભાઈને સાજોમાજો કરવાની પ્રાર્થના કરે.

પેલી બાજુ મદનમોહનને કશું ચેન પડતું નથી. પગના તેજનો અંબાર, ઓરડામાં પમરતી મધમધતી સોડમ; રોજ રોજ સપનામાં રડતી બાળા! આ બધાથી મદન જાણે ગાંડો થઈ ગયો. તે પેટ ભરી ખાય નહિ; પીએ નહિ; મિત્રો સ્નેહીઓ સાથે વાતચીત કરે નહિ, પણ શૂનમૂન બેસી રહે. સ્નેહી–

જનોને ચિંતા પેઠી. ઘરનાં માણસોને ગભરામણ પેઠી. મદનનું શું થવા બેઠું છે ? એક વડિલે મદનની ચિંતા જાણી લીધી. તેમણે મદનને માતાની પૂજા કરવાની સલાહ આપી.

મદનમોહન ભળભાંખળે માતાના મંદિર ભણી ચાલ્યો. આકાશ ભૂરું હતું. તારાઓ ટગમગતા હતા. આછુપાતળું તેજ હતું.

તે મંદિરમાં જઈ જુએ તો ઘીનો દીવો ઝગમગતો હતો. મંદિરમાં કોઈ સૂતું નથી. અહીં કોઈ રહેતું નથી. આહીં કોણ પૂજા કરવા આવ્યું હશે, અને તે આટલું બધું વહેલું ? મદન વિચારમાં પડયો. પૂજા કરી પાછા વળતાં સવારનું તેજ બધે વ્યાપી ગયું હતું. મંદિરના વાડામાં પગલાં પડેલાં હતાં. તે જોઈ મદન નવાઈ પામ્યો. આ શું ?

બીજે દિવસે મદન વહેલો મંદિરે ગયો. આજે ય મંદિરમાં દીવા ઝગઝગાટ બળતા હતા. મદને માતાની પૂજા કરી. આજે ય પગલાં નજરે પડયાં. પગલાં એક જ પગનાં હતાં. મંદિરના ગર્ભદ્વારમાં

જતાં અને આવતાં પગલાં હારબંધ પડેલાં હતાં. પગલાં જોઈ મદનની સાથે આવેલો તેનો કાકો કહેઃ " મદન, પગલાં તો છે, પણ કોક લંગડાનાં છે." વડિલ અને મદન ઘર ભણી પાછા વળ્યા.

ત્રીજે દિવસે મદન પોતાના મિત્રને માતાના મંદિરે સાથે લેતો ગયો. પગલાં જોઈ મિત્ર કહેઃ " મદન, મદન ! આ તો તારા ' કલામંદિર 'માં પગ છે એને અચૂક મળતો આવે છે. પણ ભલા ! આ તો લંગડી સ્ત્રીનાં પગલાં છે. ધાર, કે આ જ તારા સપનાવાળી છોકરીનાં પગલાં હોય, પણ આવી લંગડી સ્ત્રીને તે કોણ પરણે ? "

આ પછી મદન બે દિવસ સુધી વહેલો વહેલો જાય. પણ પૂજા કરનારનો તેને ભેટો ના થાય. મદનની આતુરતા વધી પડી. છઠ્ઠે દિવસે મદન મંદિરે ગયો. આજે અંધારું ઘબ્બ હતું. પગલાં પણ હતાં નહિ.

રેવાની પૂજાના સાત દિવસ પૂરા થયા. હવે એણે મંદિરમાં જવાનું બંધ કર્યું. પૂજાનો ઘીનો દીવો, અને તેનાં પગલાં મદનની નજરે પડતાં હતાં. આજે પગલાં ન જોતાં મદન નિરાશ થઈ ગયો.

રેવાએ સાત દિવસ માતાની પૂજા કરી, પણ શામળને ફેર ના પડયો. શામળ છેક મરવા જેવો થઈ ગયો. રેવાની ગભરામણનો પાર નથી. તેની ચિંતાનો પાર નથી. તે દુઃખી દિલે બાવાજી પાસે ગઈ. બાવાજીએ કહ્યું: “ હા એક ઉપાય છે. તારો પોતાનો ભોગ આપે તો તારો ભાઈ બચે. ”

ભાઈના જીવ અગાડી રેવાને પોતાનો જીવ વહાલો નહતો. બીજે દિવસે મળસ્કે રેવા માતાના મંદિર ભણી દોડી. કેડમાં કટાર રાખી. ભાઈ ને કશી વાત કરી નહિ. માતાને પોતાનો ભોગ આપવા રેવા મંદિર ભણી ચાલી.

મદનમોહન છેક જ નિરાશ થઈ ગયો. એ દિવસથી તે માતાના મંદિરમો આવી બેઠો હતો. તે પણ ભોગ આપવા તૈયાર હતો.

રેવાએ ભક્તિભાવથી માતાની પૂજા કરી, એક ખૂણે જઈ તે પેટમાં કટાર હુલાવવા તૈયાર થઈ. મદન-મોહન પણ તરવાર તાણી ગળા ઉપર ઝુકાવવાની તૈયારીમાં હતો. ત્યાં અચાનક આકાશમાં કડકડાટો ને વીજળીનો ચમકારો થયો. વીજળીના તેજમાં

બંનેએ એક બીજાને જોયાં. બંને એક બીજાંને મરતાં અટકાવવા દોડયાં. પછી એક બીજાએ પોતપોતાના દુઃખની વાત કહી. વાતમાં બધી વાતની ખબર પડી. બંને જણુ નવાઈ પામ્યાં.



પછી બંનેએ માતાની સ્તુતિ કરી અને શામળની માંદગી દૂર કરવા પ્રાર્થના કરી.

[ ૫ ]

થોડાક દિવસ બાદ મદને સુંદર ઘરેણું પહેર્યાં. માથે મુગટ પહેર્યો. તે પાલખીમાં બેઠો. આગળ પાછળ ચાકરો ચામરો ઉરાડતા ચાલવા લાગ્યા.

રેવાની ઝુંપડી નજદિક પાલખી ઊભી રહી. રેવાને જોઈ મદને પૂછ્યું: “ તારા ભાઈને આરામ થયો ? ”

“ હા. તાવ ઊતરી ગયો છે. હવે સારું છે. ”

મદને રેવાને અને શામળને પોતાને ત્યાં આવવા આમંત્રણ આપ્યું.

પાલખીમાં બેસી રેવા અને શામળ મદનની હવેલીએ ગયાં. થોડા દિવસ બાદ રેવા અને મદન પરણ્યાં. મંગળ ગીત ગવાયાં. સગાંસંબંધીઓએ ગળ્યાં મોં કર્યાં.

રેવાને લઈ મદનમોહન “ કલામંદિર ”માં ગયો. મદને ટેબલ ઉપરથી સોનાનો પગ ઉપાડીને રેવાના કપાયેલા પગ અગાડી મૂક્યો. પણ ત્યાં તો અજબ ચમત્કાર થયો. રેવાના કપાયેલા પગ સાથે સાથે સોનાનો પગ જોડાઈ ગયો, પણ તે સોનાનો રહ્યો નહિ. માણુસનો હોય તેવો ચામડીનો થઈ ગયો

## આળસુ વણકર

એક હતો વણકર. આમ તો એ બહુ હોંશિયાર હતો, પણ આળસુ બહુ. કામ કરવામાં ધીમો બહુ. દિવસનું કામ માંડ માંડ પૂરું કરે. આવા ધીમા કારીગરને તે કોણ કામ સોંપે? આથી વણકરને ભૂખમરાનો વખત આવ્યો.

એક દિવસ ગામમાં મુસાફર આવ્યો. મુસાફર કેવોક હતો? ઊંચો પહોળો ને કદાવર દિલનો. મોટી મોટી આંખો ને લાંબી લાંબી મૂછોવાળો. નાનાં છોકરાં તો એને જોઈ ડરી મરે. તેની ખાંધે ઊનનો ગાંસડો હતો.

તે ઊનનો કામળો બનાવવાનો હતો. મુસાફર બધા વણકર પાસે જઈ આવ્યો. સૌ પાસે કામનો

ઢગલો હતો. તેથી તે આળસુ વણુકર પાસે આવ્યો. વણુકરને કામ મળ્યું તેથી ઘણો આનંદ થયો. પણ મુસાફરે કહ્યું; " સાંજ પહેલાં કામળો નહિ આપે તો મારે અને તારે નહિ બને." આમ કહીને તે ગામમાં ફરવા ચાલી ગયો.

સાંજ પડે મુસાફર પાછો આવ્યો. આખો દિ' કામ કર્યું ત્યારે વણુકર ઊનના તાર કાઢી શકયો હતો. તે વાળુ કરવા બેસતો હતો. આ જોઈ મુસાફર તો ચીડાયો અને બોલ્યો; " લાવ મારું ઊન, હું તો ચાલ્યો જઈશ. મારે રાતના રહેવું કયાં ?"

વણુકર કહે; કાલે તમારો કામળો બનાવી આપીશ. મારે ત્યાં રહો ને વાળુ કરવા આવો."

બીજા દિવસે ભળભાંખરું હતું. પક્ષીઓ પણ જાગ્યાં ન હતાં તે પહેલાં મુસાફરે વણુકરને જગાડયો અને શાળ ઉપર બેસાડયો.

ઘરાક જતો રહેવાની બીકે વણુકરે ઝડપભેર કામ કરવા માંડયું. બપોરે તે ખાવા પણ ના ઉઠયો અને શાળ પર ખટાક ખટ, ખટાક ખટ, કામ કરવા માંડયું. મુસાફર પણ માથાનો ફરેલો હતો. તે વણુ-

કરની સામો જ બેસી રહ્યો. તેના મનમાં એમ હતું કે જો તે ગામમાં ફરવા જશે તો વણકર કામ નહિ કરે અને બેસી રહેશે.

બપોર થઈ ને મુસાફરને ઊંઘ આવવા માંડી. થોડીવારમાં તો નસકોરાં ઘરર...ઘરર...બોલવા લાગ્યાં.



વણકરને તરસ લાગી. તે પાણી પીવા ઘડા ભણી ગયો. ત્યાં તેણે અદ્ભુત દૃશ્ય જોયું. તે થંભી ગયો.

મુસાફરના મોંઢામાંથી એક જીવડું નીકળ્યું. ધીમું ધીમું ચાલતું કને મુસાફરના શરીર પર થઇ તે આગળ ચાલ્યું. ચાલતું ચાલતું તે પાસેની ભીંતમાં બે ઇંટ

વચ્ચે પેસી ગયું. ત્યાં ઘડીવાર થંભીને પાછું વળ્યું ને જે રસ્તેથી ગયું હતું તે જ રસ્તે પાછું વળતું કને મુસાફરના મોઢામાં પેસી ગયું. વણકર તો આ બનાવ મોં ફાડીને જોઇ રહ્યો. તેને મુસાફર રાક્ષસ જેવો લાગ્યો.

એટલામાં મુસાફર જાગ્યો તો તેણે વણકરને પોતાના મોં સામું ડોળા ફાડી જોઇ રહેલો જોયો. મુસાફરે પૂછયું; " અલ્યા, કામ છોડી મારા મોં સામું તે શું જોઈ રહ્યો છું ? "

વણકર બોલ્યા વિના કામે વળગી પડયો. મુસાફર કહે; " મને સ્વપ્નું આવ્યું. જાણે કે મુસાફરી કરવા નીકળ્યો. રણ અને નદી, જંગલ અને ઝાડી પસાર કરતો હું એક ગુફામાં જઇ ચડયો. ત્યાં અઢળક દ્રવ્ય પડયું હતું. હીરા માણેકને મૂલ્યવાન રત્નોના ઢગલા હતા. હું દ્રવ્ય લેવા ગયો પણ અચાનક ગર્જના થઈ. હું ગભરાયો ને ત્યાંથી દોટ મૂકી નાઠો. "

વણકરને મુસાફરની ખરેખરી બીક લાગેલી. તે તો તેના સામું જોયા વિના ને અક્ષરે ય પણ બોલ્યા

વિના કામ કરવા લાગ્યો. મુસાફર વણકરની ઝડપ જોઈ ખુશ થવા લાગ્યો.

રાત પડી. સૂરજદાદા ઘેર ગયા. ચંદ્રમા પૃથ્વીને અજવાળવા આવ્યા.

વણકર કામળો વણી રહ્યો ને શાળ પરથી ઉતારીને મુસાફર તરફ ફેંક્યો.

" લે ભાઈ, તારો કામળો લઈને ચાલતો થા." આમ બોલી વણકર ઘરમાં પેસી ગયો. બારણાં બંધ કર્યાં ને સાંકળ વાસી દીધી.

મુસાફર કહે, " વણકર, ઓ વણકર, તારી મજૂરીના પૈસા તો લે." તેણે બારણાં ઠોક્યાં ને સાંકળ ખખડાવી; પણ વણકરે બારણાં ખોલ્યાં નહિ. તે અંદરથી બોલ્યો, " તું કામળો લઈને જાને અહીંથી ! તું તો રાક્ષસ છે રાક્ષસ ! તારા મોઢામાં જીવડાં છે ! "

મુસાફર ચાલ્યો ગયો.

પછી વણકર હાથમાં ડાંગ લઈ ગામમાં નીકળ્યો. ગલી કુંચી વટાવતો તે જોશી મહારાજને ઘેર ગયો. ઊંઘતા જોશીને બારણાં ખખડાવી જગાડ્યા અને

કહ્યું; “ બાપજી મને બચાવો. ઘરાકના મોઢામાંથી જીવડું નીકળ્યું ને પાછું અંદર ગયું. એ બ્રહ્મરાક્ષસ તો નહિ હોય ને ? ”

જોશી કહે, “ શાંતી રાખ. બધી વાત વિગતથી કહે. ” વણકરે મુસાફરની વાત વિગતથી કહી.

આ સાંભળી જોશી મહારાજ કહે, “ ગભરાક્ષશ ના, જીવડું જે ભીંતમાં ગયું હતું ત્યાં ખોદ, તને દ્રવ્ય મળશે. ”

વણકર ઘેર આવ્યો. કોદાળી ને કોશ લીધી. તેણે ભીંત ખોદવા માંડી.

ભીંત પડી, શાળ દટાઈ ગઈ, પણ વણકરે તો ખોદવા જ માંડ્યું. જમીન ખોદતાં ચરુપર કોદાળીનો ઘા થયો. રણણણ, રણણણ રણકો થયો.

વાહ ભાઈ ! વણકરનાં નસીબ ખુલી ગયાં. સાત ચરુઓ જમીનમાં હતા. અંદર ખૂબ રત્નો ને હીરા માણેક હતાં. વણકર તો ન્યાલ થઈ ગયો. લક્ષ્મીદેવી તેના પર ખુશ થયાં. તેને અઢળક દ્રવ્ય મળ્યું.

પછી વણકરે ખાધું પીધું ને મોજશોખમાં જિંદગી પૂરી કરી.



# બ્રાહ્મણ અને વાણિયો

એક બ્રાહ્મણ હતો. એને પાંચ–છ છોકરાં હતાં. તે ઝાઝું ભણેલો નહિ. ગામમાં ભીખ માગી પોષણ મેળવે. પણ એમાં તેનું પૂરુ ન થાય. બ્રાહ્મણી રોજ કકળે, " તમે પરગામ જઈ કમાઈ આવો."

" ભલે." કહી બ્રાહ્મણ એક દિવસ પરગામ કમાવા નીકળ્યો. બ્રાહ્મણીએ તેને થોડો સાથવો બાંધી આપ્યો. બ્રાહ્મણ તે ખાય, જળાશયનાં પાણી પીએ અને આગળ મુસાફરી કરે. એમ કરતાં એનું ખાવાનું ખૂટ્યું. હવે તો ભૂખે ટળવળવાનો વખત આવ્યો. બ્રાહ્મણે તો મનમાં પ્રભુની પ્રાર્થના કરવા માંડી.

રસ્તે જતાં બ્રાહ્મણને એક વાણિયાનો ભેટો થયો. વાણિયો વેપાર કરવા પરદેશ જાય. પરદેશ જાય એટલે એની સાથે સીધુંસામગ્રી તો હોય જ ને? પણ વાણિયાભાઈ આળસુ હતા. એમને ખાવા કરવામાં આળસ આવે. વળી તે સ્વભાવે બીકણ હતા. એટલે તે કોઈના સંગાથની આશા રાખતા હતા. ત્યાં બ્રાહ્મણ-ભાઈ મળી ગયા.

વાણિયાએ બ્રાહ્મણને કહ્યું, "તમે રોજ રાંધજો. આપણે ખાઈશું." બ્રાહ્મણને તો એટલુંજ જોઈતું હતું.

આમ વાણિયા અને બ્રાહ્મણની મિત્રતા જામી. એક વાર વાણિયાને મિષ્ટાન્ન ખાવાની ઇચ્છા થઈ. એણે બ્રાહ્મણને લાડવા બનાવવા કહ્યું. બ્રાહ્મણે પાંચ લાડુ બનાવ્યા. બંને જમવા બેઠા. વાણિયો કહે, "સીધું મારું છે માટે મને ત્રણ લાડવા આપ."

બ્રાહ્મણ કહે, "પણ મહેનત તો મેં કરીને! માટે મારા ભાગના ત્રણ લાડુ, અને તમારા બે લાડુ." આ વિખવાદમાં મધ્યાહ્ન થઈ ગયા.

વાણિયો શાણો હતો. તે કહે, "આપણે જરા

સૂઈ ઊઠીએ. જેને સારું સ્વપ્નું આવે તેણે ત્રણ લાડવા ખાવા.”

બ્રાહ્મણ કહે, “ કબુલ. ”

લડી લડીને વાણિયો તો થાકી ગયેલો એટલે તેને ઊંઘ આવી ગઈ. પણ બ્રાહ્મણનો જીવ તો લાડવામાં હતો. તેની જીભ સળવળે ને મોંઢામાં પાણી આવે. પેટમાં ગલુડિયાં બોલે. ઊંઘ શેં આવે !

વાણિયાને ઘોરતો જોઈ બ્રાહ્મણ ઊઠ્યો. હળવેક રહીને બિલાડીની જેમ અવાજ કર્યા વિના તે પાંચેય લાડવા ખાઈ ગયો. પછી વાસણ ઠીકઠાક કરી સૂઈ ગયો. પેટમાં લાડવા પડે એટલે પછી ઊંઘ આવતાં વાર લાગે ? બ્રાહ્મણ તો પડતાં વેંત જ ઊંઘી ગયો.

સાંજ પડે વાણિયો ઊઠ્યો. તેણે બ્રાહ્મણને જગાડ્યો. વાણિયો કહે, “ મને તો અફલાતુન સ્વપ્નું આવ્યું. જાણે કે ઇન્દ્રના દરબારમાં ગયો. હા ! હા ! હા ! શો ત્યાંનો વૈભવ ! શો ઠાઠ ! હીરા માણેકનું તો સિંહાસન. જમીન ઉપર માણેક મોતી જડેલાં. અને અપ્સરાઓ શું સુંદર ગાય ? અને કેવું મઝાનું

નાચે ! અને અહાહાહા ! ગાંધર્વો શું મીઠું બજાવે ! બસ આનંદ ! આનંદ ! ઉત્સવ ! ઉત્સવ ! બોલ, હવે તને શું સ્વપ્નું આવ્યું. ”

બ્રાહ્મણ કહે, “ ભાઈ, તું વાતને સંભારીશ મા. મને તો બહુ દુઃખ થાય છે. ”

વાણિયો કહે, “ પણ શું થયું ? ”

બ્રાહ્મણ કહે, “ અરે, ઊંઘમાં તો યમરાજા આવ્યા. તેમણે મને ઠોંસો મારી કહ્યું કે આ પાંચે લાડવા તું ખાઈ જા. મેં ઘણી આનાકાની કરી. આથી તો એમણે મને બહુ માર્યો. છેવટે થાકીને મેં લાડવા ખાધા. ત્યારે જ તેમણે મને મારતો છોડયો. ”

બ્રાહ્મણની વાત સાંભળી વાણિયો ચેતી ગયો. તે કાંઈ બોલ્યો નહિ, પણ મનમાં સમસમી બેસી રહ્યો; અને બ્રાહ્મણ ઉપર વેર વાળવાનો નિરધાર કર્યો.

મુસાફરી કરતાં બંને એક નગરમાં આવ્યા. ત્યાં એક ધર્મશાળામાં ઉતારો કર્યો. અહીં એકાએક વાણિયાને ઝાડા, ઉલટી અને તાવ આવ્યાં. વાણિયો તો મૃત્યુના મુખમાં આવી પડયો. વાણિયાને પેલી પ્રતિજ્ઞા યાદ આવી. એણે મનમાં વિચાર્યું કે આમેય

મરવાના તો છીએ તો હવે સાથે બ્રાહ્મણને લઈ પડવા દે. વાણિયો કહે, “ભાઈ મોત આવ્યું તેનો ગભરાટ નથી; પણ મારો જીવ અમૂંઝાય છે.”

બ્રાહ્મણ કહે, “મૂંઝાઈશ ના. તારી મનોકામના હું પૂરી કરીશ.”

વાણિયો કહે, “અમારા ધર્મમાં મારતા માણસના માથામાં ખીલો ઠોકવાનો લખેલો છે. આવું કરે તો મારો સ્વર્ગવાસ થાય. જો આ ઘડીએ હું ઘેર હોત તો કંઇ ચિંતા ન હતી. પણ આ તો હું દૂર દેશમાં છું.” આમ કહી વાણિયો રડી પડ્યો.

બ્રાહ્મણ કહે, “અરે, એમાં શું? લાવ, હું ખીલો ઠોકી દઉં.” કહી બ્રાહ્મણ તો ખાસ્સો એક અણીદાર ખીલો લઈ આવ્યો ને પથ્થર વતી ઠક! ઠક! કરી વાણિયાના માથામાં માર્યો. વાણિયો તરત જ મરી ગયો.

વાણિયો અચાનક મરી ગયો તેથી ધર્મશાળાના રખેવાળે કોટવાળને જાહેર કર્યું. કોટવાળે આવી જોયું તો વાણિયાના માથામાં ખીલો ઠોકેલો. કોટવાળે બ્રાહ્મણને પકડ્યો.

બ્રાહ્મણ કહે, “ભાઈસા’બ, વાણિયાના કહેવાથી

મેં એના માથામાં ખીલો ઠોકયો છે.” પણ એનું કોણ સાંભળે ?



કોટવાળ કહે, “વાહ રે વાહ મહારાજ ! વાણિયાની મિલ્કત લૂંટવા તમે એને મારી નાખ્યો અને હવે વળી ખોટાં બહાનાં શું કામ બતાવો છો ? તમે ખૂન કર્યું છે માટે તમને ફાંસી આપવામાં આવશે.” કોટવાળે બ્રાહ્મણને બેડીઓ પહેરાવી અને એને દેવડી ઉપર લઈ ચાલ્યા. બ્રાહ્મણ પર પછી કેસ ચાલ્યો અને સજા થઈ. વાણિયાભાઈનું વેર વળ્યું.

બ્રાહ્મણ તો થોડા વખત પછી જેલમાંથી છૂટી ગયો, પણ વાણિયો તો ગયો તે ગયો જ.

# રાજકુમાર અને ભરવાડ

એક હતો રાજકુમાર.

સોહામણો, દિલ હરે તેવો. અરે ફૂલ જેવો સુકોમળ. તેના વાળ રેશમ જેવા સુંવાળા અને રંગે સોનેરી હતા. બદામના આકારની તેની આંખો હતી. ગુલાબના ફૂલ જેવી તેની કાન્તિ હતી.

એક હતો ભરવાડનો દીકરો. તેનું નામ કા'નો.

કા'નો હતો હૃષ્ટપુષ્ટ પણ દેખાવડો. રંગે કૃષ્ણ કનૈયા જેવો. તેની આંખો એવી તેજદાર કે જાણે અંધારે ઝબુકતા તારલા. અને દાડમની કળી જેવા તો એના દાંત હતા.

બંનેની ઉમ્મર દશ વર્ષની. ફરક એટલો કે એક હતો રાજકુમાર અને બીજો હતો ભરવાડ.

રાજકુમાર રહે ભવ્ય રાજમહેલમાં. કા'નો રહે નાનકડી ઝુંપડીમાં.

રાજકુમાર સુવે સોમણ રૂની તળાઈમાં. પથારી એવી પોચી કે તેમાં શરીર આખું સમાઈ જાય, એવી સુંવાળી કે શરીર લપસી જાય. કા'નો સુવે ફાટીતૂટી ગોદડીમાં. કોક વાર જમીન ઉપર પણ અખાડા કરી જાય. તેના નસીબમાં તળાઈ ક્યાંથી હોય? તો વળી ગાલમશુરીઓની તો વાત કેવી?

કા'નો રોજ સીમમાં ઘેટાં બકરાં ચરાવવા જતો. ખાદીનાં જાડાં કપડાં પહેરે. ડિલે કામળો ઓઢે ને ખભે ડાંગ લે. ટેકરી ઉપર ચઢે. ઝાડ હેઠળ બેસી વાંસળી બજાવે. તેની પાસે તેનો કૂતરો બેસે. નજીકમાં ઘેટાં બકરાં વચ્ચે ઘાસ ચરતી રતની બકરીનું ડોકું હાલે ત્યારે ડોક ઉપરની ટોકરી વાગે. એવો મીઠો રણકો થાય કે જાણે સાંભળ્યા જ કરીએ ઉનાળાના દિવસમાં મીઠો પવન વાય. કા'નો વાંસળી બજાવતો

બજાવતો ઊંઘની ઝપટમાં આવી જાય. શિયાળાના ભુખરવામાં કા'નો ઘેટાં વચ્ચે જઈને બેસે. પછી ટાઢ ફેરા મારે. કા'નાને નિશાળે જવાની ચિંતા ન હતી. ભણવાની લપ્પન છપ્પન ન હતી.

રાજકુમાર મોટો થયો એટલે એનું ભણતર શરૂ થયું. દસ બાર મહેતાજીઓ રોજ ભણાવવા આવે. એક માસ્તર વિવેકના પાઠ શીખવાડે, બીજો માસ્તર ડહાપણની વાતો કહે, ત્રીજો માસ્તર નીતિ ધર્મ ભણાવે, ચોથો માસ્તર ગણિત શીખવાડે, એવી રીતે દસ બાર માસ્તરો અટપટું ભણતર ભણાવે.

રાજકુમારની વર્ષગાંઠ આવી. તે દિવસ તેને કુદરતમાં ફરવા જવાની રજા મળી. સાથે પાંચ સાત અંગરક્ષકો સજ્જ થયા. એક મોટો કૂતરો લીધો અને રાજકુમાર ઘોડા ઉપર સ્વાર થયો.

ટેકરી ઉપર કા'નો બેઠો હતો. હળવે સાદે વાંસળીમાં સૂર પૂરતો હતો. નજદીકમાં ઘેટાં બકરાં ચરતાં હતાં. ઘેટાંની ચોકી કરતો તેનો કૂતરો આંટા મારતો હતો.

ત્યાં રાજકુમારના કૂતરાએ કા'નાના કૂતરા ઉપર હુમલો કર્યો. બે કૂતરા જબ્બર બાઝ્યા, લોહીલુહાણ થઈ ગયા. કા'નાએ આવી લડતા કૂતરા છૂટા પાડ્યા.

'આ કયા હરામખોરનો કૂતરો છે?' અંતે રક્ષકોએ બૂમ પાડી.

'એ ભાઈસા'બ, તમારા કૂતરાનો વાંક છે. તે પ્રથમ લડવા આવ્યો.' કા'નાએ જવાબ આપ્યો. 'બેસ બેસ મૂરખા! બડાઈ ના કર. રાજાનો કૂતરો છે તેની ખબર છે? જો પેલા રહ્યા રાજકુમાર! જા, તેમની માફી માગ.'

સાત હાથ ઊંચા અરબી ઘોડા ઉપર રાજકુમાર બેઠો હતો. તેણે જરિયાન કપડાં પહેર્યાં હતાં. તેમાં સોનેરી વેલ બુટ્ટી હતી. માથા ઉપરનો તાજ તેજમાં ચળકાટ મારતો હતો.

કા'નો રાજકુમારને પગે લાગ્યો.

'અલ્યા, તારો કૂતરો જબરો છે હોં! તારી પાસે કેટલા વખતથી છે?' રાજકુમારે કા'નાના કૂતરાનાં વખાણ કર્યાં.'

‘ એ મને ખબર ના મળે. મારા બાપા જાણે.’ કા’નાએ હાથ જોડી કહ્યું.

‘ અલ્યા ! તારું નામ શું ? ’

‘ બધા મને કા’નો, કા’નો કહે છે. ’

પોતાના જેવડા કા’ના સાથે વાત કરવાની રાજકુમારને મજા પડી.

‘ અલ્યા, તને કેટલાં વરસ થયાં ? ’

‘ મારી બા કહેતી હતી કે આજે મને દહમું વરહ બેઠું. ’ કા’નાને રાજકુમાર જોડે વાત કરવામાં રસ પડ્યો.

‘ હેં ! કેવી નવાઈની વાત ! મારી પણ આજે વરસગાંઠ છે. મને પણ દસમું વર્ષ બેઠું. ’ રાજકુમારે આશ્ચર્યતાથી કહ્યું.

‘ કા’ના, તું એકલો કેમ છે ? ’

‘તો વળી બીજું કોણ હોય ? ’ કા’નાએ હસતાં હસતાં જવાબ આપ્યો.

‘ કેવું મજાનું ! ઘેટાં પંપાળવાની કેવી મજા પડે ! પેલી બકરીની ડોકે ટોકરી કેવી મજાની રણકે

છે ? મને પણ ઝાડ નીચે બેસવાની ઇચ્છા થાય છે.'
રાજકુમાર મનમાં વિચાર કરવા લાગ્યો.

કા'નો વાંસળી વગાડવા લાગ્યો.

' કા'ના, તું વાંસળી બહુ મીઠી વગાડે છે હોં.'

' કુંવર સાહેબ, હવે પાછા વળીએ.' અંગરક્ષકે ધીમા સાદે કહ્યું. માસ્તર સાહેબ આવવાનો વખત થયો છે.'

રાજકુમારે ગણકાર્યું નહિ.

' કા'ના તારે ભણવાનું ખરું !'

રાજકુમારને માસ્તરનું નામ સાંભળી ધ્રૂજારી વછૂટી.

' નારે ના.'

' કેવો નસીબદાર ?'

' તું સીમમાં ક્યાં સુધી રહીશ ?'

' દિ' આથમે ત્યાં લગી.'

કા'નો નિર્દોષતાથી રાજકુમારના ઘોડાને પંપાળવા લાગ્યો.

' રાતના અહીંયાં રહેવાની કેવી મઝા પડે ! આનંદ આનંદ લાગે. ઝબુકતા તારા જોવા મળે.

ચંદ્રમાની કળા જોવા મળે.' રાજકુમાર મનમાં બોલવા લાગ્યો.

'કુંવર સાહેબ! બહુ વેળા થઈ. રાજમાતા લડશે.' અંગરક્ષકે રાજકુમારને કહ્યું.

'બહુ સારૂ. ચાલો ત્યારે' રાજકુમારે મોઢું ચડાવી કહ્યું.

કા'નો દિગ્મૂઢ જેવો ઊભો રહ્યો. સૂરજ બાપા રાતાપીળા થતા આથમવા લાગ્યા. અંધારૂ થવા આવ્યું. ઊંઘે ચઢેલાં ઘેટાં બકરાંને ટપારતો હાંકતો કા'નો ઘેર ગયો.

ઘેર આવી તે તેની માને કોટે વળગી પડયો. 'બા, આજે તો મેં રાજાને જોયા. તેમની સાથે બહુ બહુ વાતો કરી!'

'હું! નાનકડા રાજા! તારા જેટલા જ છે ને?'

કા'નો તેની બાના ખોળામાં સૂઈ ગયો. બા તેના માથા પર હાથ ફેરવવા લાગી.

'મારા જેટલા જ પણ એમના કરતાં તો હું મજબૂત છું. કેવો મજાનો ઘોડો! કેવાં કેવાં ચળકતાં

કપડાં ! બા, હું રાજા થયો હોત તો ? એવાં ભભકાદાર કપડાં પહેરત; પછી ઘેટાં સામું પણ ના જુઅત.’

‘ બેટા, તું ય પણ રાજા છે. તારી પ્રજા ઘેટા બકરાં. હાં ! ચાલ, હવે વાળુ કરીએ. ’

કા’નાએ છાનુંમાનું ખાઈ લીધું. તેને ઘણા વિચાર આવ્યા કર્યા. તેને રાજકુમારના વૈભવ ભોગવવાના કોડ થયા.

‘ બા ! રાજા ક્યાં રહેતા હશે ? ’

‘ મોટા રાજમહેલમાં, રાજમહેલ તો સોના ચાંદીનો હોય. અંદર હીરા માણેક જડેલા હોય. મહેલ તેજથી તો એવો લખલખે કે આંખો જ અંજાઈ જાય.’

કા’નો છાનોમાનો સાંભળી રહ્યો.

તે રાતના રાજકુમારને કંઈ ચેન પડ્યું નહિ. તેણે બારીમાંથી બહાર જોયું. તેને કા’નો સાંભરી આવ્યો. ટેકરી યાદ આવી. ઝાડ નજર આગળ તરી આવ્યું. તેને કા’નાની અદેખાઈ થઈ. કા’નાના જેવી લહેરની જીંદગી તેને ભોગવવી હતી.

રાતના રાજમાતા આવ્યાં.

'બેટા, શું વિચાર કરે છે?' રાજકુમારને વાંસે હાથ ફેરવતાં પૂછ્યું.

બા, આજે મેં એક છોકરાને જોયો. પણે ટેકરા ઉપર. કેવો નસીબદાર! તેને ભણવાનું નહિ, લેસન કરવાનું નહિ, તેને તો બહાર સીમમાં ફરવાનું. ઝાડની ડાળીઓમાં ગેલવાનું, નદી તળાવનાં પાણીમાં તરવાનું, એને કેવી લહેર છે? બા, મને તું એક ઘેટું આણી આપ તો?'

'અરે ગાંડા. તું કેવી ગાંડી વાતો કરે છે? તારી પાસે કબાટ ભરીને તો રમકડાં છે.' રાજમાતાએ કહ્યું.

'એ રમકડાંને તે શું કરે? હું પણ કા'ના જેવો હત તો કેવું સારૂં થાત? મને આ મહેલ કેદ જેવો લાગે છે. નહિ બહાર ફરવા જવાનું. નહિ કુદરતમાં રખડવાનું. મને અહીં નથી ગમતું.'

'કુંવર આજે તું આ શું બોલે છે?

'બેટા હવે તું સુઇ જા.' રાજમાતા બોલ્યાં.

રાજકુમાર સૂઈ ગયો. રાજમાતા તેના ડિલે હાથ ફેરવવા લાગી. રાજકુમારને ઊંઘ ના આવી, તેનું મન ચગડોળે ચઢ્યું.

તેને ઘણા વિચાર આવ્યા. કા'નાની માફક સીમ સીમાડામાં રખડવાની તેને ઈચ્છા થઈ. ખુલ્લામાં સૂઈ જવાનો તેણે વિચાર કર્યો. ચાંદનીમાં ફરવાનાં મઝાનાં તેને સ્વપ્નાં આવ્યાં.

પછી તો દિવસ, મહિના ને એક વર્ષ વીત્યું. રાજકુમાર રોજ કા'નાના વિચાર કરે. કા'નો રોજ રાજકુમારનાં સુખ સંભારે.

રાજકુમારને ભણતરનો ભાર વધતો ગયો. ખમા ! ખમા ! કરતા નોકરોથી કંટાળો આવ્યો. રાજમહેલની ભીંતો વચ્ચે રહેવામાં તેનો જીવ મુંઝાવા લાગ્યો. ટેકરા ઉપર બેસવા તેનો જીવ તલપાપડ થઈ રહ્યો હતો. સીમમાં રખડવા તેનું મન ભમવા લાગ્યું. રાતના ચાંદનીમાં ફરવા તે તલસી રહ્યો હતો. દિવસના બારીમાંથી બહાર જોયા કરતો. રાતના જાળીમાંથી ચંદ્રમા જોઈ રહેતો. આવી રીતે સંતોષ મેળવતો.

એક રાતના રાજકુમારને ઊંઘ ના આવી. જાળીમાંથી ચાંદનીનો પ્રકાશ આવતો હતો. કુમાર ઊઠયો અને જાળીમાંથી બહાર જોતો બેઠો.

આકાશમાં ચંદ્રમા શોભી રહ્યો હતો. શું મઝાનું તેજ ! શું મીઠો પ્રકાશ ! રૂપેરી ચાદર બિછાવી હોય એવી અજવાળી રાત હતી. મંદ મંદ પવન વાતો હતો, ઝાડના પાન હળુ હળુ હાલતાં હતાં. આવી મધુર ચાંદનીમાં ખુલ્લામાં જઈ ફરવાની રાજકુમારને તાલાવેલી લાગી.

પણ રાજમહેલની બહાર જવાય શી રીતે ? બારી બારણાં બંધ હતાં. વળી ઉપર ચોકીદારોની ચોકી હતી. રાજકુમારે બહાર જવા સારૂ જાળીના સળિયા હચમચાવ્યા. પણ તે કંઈ દાદ દે ? રાજકુમાર ચીડાયો. બૂમ મારી ઉઠયો ‘ આ તો રાજમહેલ કે કેદ ? ’

રાજકુમારે હળવે રહી બારણું ઉઘાડયું. ચોકીદાર ઊંઘતો હતો. ચોકીદારને વટાવી રાજકુમાર આગળ ચાલ્યો. મુખ્યદ્વાર ખોલ્યું. ત્યાં ય પહેરગીરો ઘોરતા હતા. કુમાર ખુશ થતો આગળ ચાલ્યો.

રાજમહેલનાં પગથિયાં ઉતરી તે મેદાનમાં ગયો. ઠંડો પવન વાતો હતો. આકાશમાં ચંદ્ર દોડતો હતો.

ઘડીમાં તે વાદળમાં છૂપાતો હતો. રાજકુમાર તો ચંદ્રમાની સંતાકૂકડી જોઈ રહ્યો. રૂના ઢગલા જેવાં વાદળો તેણે જોયા કર્યાં.

એટલામાં ઝાડ તળે કોઈના રડવાનો અવાજ આવ્યો. રાજકુમાર ઝાડ પાસે ગયો. જોયું તો કા'નો રડતો હતો.

'કોણ કા'નો ? ભાઈ કેમ રડે છે ?' રાજકુમારે આશ્ચર્યતાથી પૂછયું.

'મારે રાજમહેલમાં આવવું છે. રાજમહેલ જોવો છે.' કા'નાએ હાથ જોડી કહ્યું.

'નવાઈની વાત ? મને તો બહાર આવવાનું મન થાય છે. તું મહેલમાં જઈ શું કરીશ ?'

'મહેલમાં રહેવાની કેવી મઝા પડે ? બહાર તો ટાઢથી ધ્રૂજાય છે. સવારના પાછો જતો રહીશ.'

'મહેલમાં તો કંઈ મઝા નથી. મહેલ તો કેદ જેવો છે. ચાલ આપણે ચાંદનીમાં ખેલીએ કૂદીએ.' રાજકુમારે કા'નાનો હાથ પકડી કહ્યું.

'રાજા સા'બ, મને તમારો ડગલો પહેરવા ના આપો ? ને પેલો ચળકતો તાજ ?'

'તો તારે મને તારી ડાંગ અને કામળો આપવાં પડશે. ને વગાડવા સારૂ વાંસળી.'



રાજકુમારને કા'નાનાં કપડાં પહેરવાનું મન થયું.

'ભલે.'

રાજકુમાર મહેલમાં પાછો ગયો. પોતાનો જરિયાન ડગલો અને મુગટ લઈ આવ્યો.

કા'નાએ રાજકુમારનાં કપડાં પહેર્યાં. માથે મુગટ

મૂકયો, રાજકુમારે કા'નાનો ધાબળો ખભે નાંખ્યો. ડાબા ખભા ઉપર ડાંગ મૂકી.

'કા'ના, જો તો હું કેવો દેખાઉં છું ?'

રાજકુમારને કા'નાનાં કપડાં બહુ જ ગમ્યાં.

'સાચું પૂછાવો તો સા'બ તમે આમાં જ દીપી ઊઠો છો.'

રાજકુમાર અને કા'નો મેદાનમાં ફરવા ચાલ્યા. ટેકરી નજીક આવી પહોંચ્યા. એટલામાં તો કા'નાને જરિયાન ડગલાનો ભાર લાગવા માંડયો. ડિલ ગરમ ગરમ થઈ ગયું. કમ્મર દુઃખવા લાગી.

રાજકુમારને ધાબળો ખૂંચવા લાગ્યો. ડિલે ચૂંટ આવવા માંડી. ડાંગના ભારથી ખભો દુઃખવા લાગ્યો.

કા'નાએ મુગટ ઉતારી હાથમાં લીધો. 'આતો ભારે ભટ્ટ છે, માથું ધમધમી ગયું. તો કેમ પહેરાય ? આ ડગલાથી તો શરીર ગરમ ગરમ થઈ ગયુ' કા'નાએ ડગલો કાઢતાં કાઢતાં કહ્યું.

'અરે કા'ના, તારો કામળો તો કરડે છે. ડિલે ચૂંટ આવે છે. ને આ ડાંગમાં તો કંઈ ભાર છે! તારો ખભો નથી દુઃખતો કે ?'

રાજકુમારે ડાંગ નીચે ફેંકી દીધી. કાળો ધાબળો ફેંકી દીધો.

'રાજા સા'બ, તમારો ખભો અમારી ડાંગનો ભાર ના ઝીલે હોં !' કા'નાએ હસતાં હસતાં કહ્યું.

'અને તારું માથું અમારા મુગટનો ભાર ના ખમી શકે હોં કે ?' રાજકુમારે કહ્યું.

બંને પેટ ભરી હસ્યા. બંને ચાંદનીમાં ખૂબ રખડ્યા ને અવનવી વાતો કરી અને રમ્યા.

સવાર થવાનો વખત થવા આવ્યો. રાજકુમાર મહેલમાં પાછો ફર્યો. કા'નો પોતાની ઝુંપડીમાં ગયો.

વર્ષો વીત્યાં. રાજકુમાર પછી રાજા થયો. કા'નો પણ ઘરસંસારી થયો. રાજકુમાર અને કા'નાની દોસ્તી કાયમ રહી. રાજા રોજ ટેકરી ઉપર ફરવા જતો. કા'નો પણ ત્યાં જ હોય. બંને જણ અલક-મલકની વાતો કરતા, ખેલતા અને પછી છૂટા પડતા.



## હાથીડો વીફર્યો

એક મોટું ગામ છે. ગામને પાદર વિશાળ તળાવ છે. તળાવની પાળ ઉપર મોટાં વૃક્ષોની હાર-માળા ઊગેલી છે.



તળાવ ઉપર નાગડા બાવાઓની મોટી જમાત આવી પડી છે. જમાતમાં સો સવાસો નાગડા બાવાઓ છે. તંબુઓ તણાયા છે. જમાતની સાથે ગાયોને ઘોડા

હતા. એક હાથણી પણ હતી. ગામલોકો જમાતના મહંત પાસે રોજ આવે અને સવાર સાંજ બે વખત કથાકિર્તન સાંભળે.

એક દિવસ જમાતના મહંતને બીજા એક મહંત પરગામથી મળવા આવ્યા. તે હાથી ઉપર સ્વાર થઈને પધાર્યા હતા. હાથીને એક ઝાડ હેઠળ બાંધ્યો. જમાતની હાથણી પણ ત્યાં જ બાંધેલી હતી. બંને મહંતો પછી વાતોએ વળગ્યા.

એટલામાં જમવાનો વખત થયો. બાવાઓની પંગત પડી. પરગામી મહંત પણ જમવા બેઠા. જમાતની હાથણીને સવામણ લાડુની કથરોટ મૂકવામાં આવી. પણ પરગામવાળા મહંતના હાથીને શું ખાવા ધરવું ? તેને માટે લાડુ કરવા બેસે તો ઘણો વખત જાય. અને એટલું બધું સીધું ક્યાંથી આણવું ? પરગામી મહંત કહે, ‘ હાથીને ઘાસચારો નીરો, હમણાં જ હું પાછો વળનાર છું. ’

હાથીને ઘાસ નીરવામાં આવ્યું. આ જોઈ એનો તો મિજાજ ગયો. શું ખાવામાં યે પક્ષપાત ! મને

ઘાસપૂંજો અને હાથણીને લાડુ ! બસ અન્યાય ! અન્યાય ! બંડ ઉઠાવવું જોઈએ ! હાથી તો આમતેમ ડોલવા લાગ્યો. ગળામાંથી વિચિત્ર અવાજ કરવા લાગ્યો. પગની સાંકળો ખખડાવવા લાગ્યો.

હાથણીએ થોડીવાર ના ખાધું. પણ થોડીવારે જ્યાં એણે ખાવાનું શરૂં કર્યું કે હાથીભાઈ ખરેખરા વીફર્યા. ગળામાંથી અવાજ કરે અને ધમધમ પગ પછાડે, તેથી ખણુણુણુ ખણુણુણુ સાંકળો ખખડે.

માવત હાથીને શાંત પાડવા લાગ્યો. પણ હાથી તો આંખ લાલ લાલ કરી આમતેમ ડોલવા લાગ્યો. તેને હાથણી અવિવેકી લાગી. તેના પર વેર લેવા તે તત્પર બન્યો.

હાથણીને લઈ જઈ હાથી ના જુએ તેમ છેટે બાંધી. પણ હાથીભાઈનો ક્રોધ શાંત ના પડ્યો. તેણે ઘાસનું તરણું યે ના ખાધું.

પરગામી મહંત ત્રણચાર કલાક રોકાયા. પછી પાછા ફરવા નીકળ્યા.

મહંત હાથી પર બેઠા. માવત પણ બેઠો. હાથી

રસ્તે પડયો. પણ એટલામાં રસ્તે હાથણી નજરે પડી. બસ ! પછી તો પૂછવું હતું જ શું ?

હાથીને વેર યાદ આવ્યું. તે તો ઝડપભેર હાથણી ભણી વળ્યો. માવતે તેના માથામાં અંકુશ મારી તેને સીધો વાળ્યો. પણ એથી એને વધારે ઝનુન ચઢયું. હવે હાથીને માવત ઉપર રીસ ચઢી.

હાથી વેરથી સમસમી રહ્યો. તે સીધો ના ચાલે અને માવત તેને અંકુશ મારે. એથી હાથીને વધુ ચીઢ ચઢે. એણે ભયંકર કિકિયારીઓ કરવા માંડી. સીમ બધી ગાજી ઉઠી. વાંદરાં બ્હીને કૂદાકૂદ અને હુપાહુપ કરવા લાગ્યાં. પક્ષીઓ ગભરાટથી આમ તેમ ઉડવા લાગ્યાં. હાથીએ તો સૂંઢ ઊંચી ઉછાળવા માંડી. માવતને પકડવા સૂંઢ પાછળ ફેંકવા માંડી. રસ્તામાંથી વાંકો વળી એ ગામ ભણી વળવા લાગ્યો.

માવત ચેતી ગયો. તેણે મહંતને ઝાડની ડાળી પકડી ઝાડ ઉપર ચઢી જવા કહ્યું. મહંતે તેમ કર્યું. થોડેક ગયા બાદ માવત પણ લટકતી ડાળ પકડી ઝાડ ઉપર ચઢી ગયો.

હાથીડો વીફર્યો. માવતને પકડવા ઝાડને હચમચાવી નાખ્યું. ડાળીએ ડાળીએ સૂંઢ પરોવી હલાવવા માંડી. ઝાડના થડને સૂંઢની બાથ ભીડી. પણ ખખડધજ ઝાડ શેં દાદ દે! હાથી કંટાળ્યો. પછી કિકિયારીઓ કરતો હાથી ગામ ભણી દોડ્યો અવિવેકી હાથણી પર વેર લેવા.

માવત પણ એની પાછળ દોડ્યો. હાથી તેને ન જુએ તેમ સંતાતો સંતાતો.

હાથી તો ભયાનક કિકિયારી કરે. ગામના પાદરમાં આવ્યો. હાથણીનો માવત ચેતી ગયો. એણે હાથણીને ધર્મશાળામાં બાંધી અને આગળ પાછળ કાળા પડદા નાખ્યા.

ધસમસતો દોડતો હાથી હાથણી બાંધી હતી ત્યાં આવ્યો. તે ગાંડા જેમ ઘૂમે, હવામાં સૂંઢ ઉછાળે; અને ભયંકર અવાજો કરે.

ગાંડો હાથી ગામમાં ઘૂસ્યો. લોકો બારણાં પાછળ સંતાઈ બેઠા. ગામમાં હાકોટા પડી ગયો.

રસ્તામાં એક છોકરું રમે. હાય! હાય! સૂંઢ

ઉછાળતો ગાંડો હાથી દોડતો દોડતો આવે છે. બધા ગભરાયા કે છોકરાનો ઘાણ વળી જશે. પણ ના, હાથીએ હળવેથી બાળકને સૂંઢમાં લીધું ને ઓટલા ઉપર મૂકી દીધું.

ગાંડો હાથી ગામને પાદર જઈ ઊભો. ત્યાં હરાયાં ઢોરને પૂરવાનો ડબો હતો. ડબામાં પાંચ દશ ઢોર પૂરેલાં. હાથીની નજરે ઢોર પડયાં. હાથીએ વિચાર્યું, 'હું છૂટથી ફરૂં ને આ બિચારાં કેદમાં !'

હાથીએ ડબાનો દરવાજો તોડયો. ઢોર ધડોધડ બહાર દોડી આવ્યાં. અંદર રહ્યો એક માંદલો વછેરો. હાથી વછેરા પાસે ગયો. તેને સૂંઢ વતી પકડી ઊંચકીને ડબા બહાર મૂકયો. બોલો, આ હાથી ડાહ્યો કે ગાંડો ?

એટલામાં હાથીનો માવત આવ્યો. તે નજરે પડતાં જ હાથી વીફર્યો. હા ભાઈ હા ! એણે જ એનું ખાવાનું બગાડેલું ને ! એણે જ હાથણી ઉપર વેર ના લેવા દીધું ને ! હાથી માવતને મારવા દોડયો. માવત ગામ બહાર દોડયો. હાથી એની પાછળ ધસ્યો.

માવતે હાથીને ગામમાં ના પેસવા દીધો. જેવો હાથી ગામમાં પેસવા જાય કે માવત તેની નજરે પડે ને તે સીમ ભણી દોડે.

ગામમાંથી શૂરવીરો ભાલોડાં ને ધારિયાં લઈ દોડચા. હાથીને પૂંઠે ભાલોડા માર્યા. હાથી લોહીલુહાણ થયો. પણ એનું વેર શમ્યું ના.

માવતે હાથીને એ દિવસ સીમમાં રાખ્યો. ગામમાં લોકો અવરજવર ના કરે. ધોળે દિવસે સ્મશાન જેવું લાગે! પરગામથી પોલીસની મદદ આવી.

પોલીસે હાથીને પકડવા બહુ પ્રયત્ન કર્યા, પણ વ્યર્થ. કોઈથી એના સામા તો જવાય જ નહિ ને! વળી હાથી પવિત્ર જીવ! એને ગોળી મારી વીંધાય પણ નહિ.

પોલીસનો અમલદાર કહે, ‘ એના મૂળ માલિકને બોલાવો. એનું ગાંડપણ ત્યારે શમશે. ’

હાથીનો માવત કહે, ‘ હાથીને પકડવાની રીત બતાવું? લોઢાનાં ગોખરૂં મંગાવો. હાથીને પકડાવતાં મારો જીવ જોખમમાં છે. ’

લોઢાનાં ગોખરૂ આવ્યાં. માવત હાથીના દેખતાં ગામમાં પેઠો. તે ઢોરોનાં ડબામાં ગયો હાથી પણ માવત પાછળ દોડયો. માવત એક કૂદકે ફલંગ મારી દિવાલ કૂદી બહાર પડ્યો. એક પોલીસે ચપોચપ લોઢાનાં ગોખરૂ ડબાના દરવાજા આગળ પાથરી દીધાં.

હાથી ડબા બહાર આવવા માંડ્યો. અને એમ કરતાં દરવાજામાંથી નીકળતાં ગોખરૂ એના પગમાં ખૂંચી ગયાં.

અરરરર ! હાથીને અપાર વેદના થઈ. તે થંભી ગયો. તેનાથી એક ડગલું આગળ ના વધાયું. પણ તો ય હાથી પાસે કોઈ જઈ શકતું નથી.

એટલામાં હાથીના મૂળ માલિકનો નાનકડો છોકરો આવ્યો. માલિક તો ગુજરી ગયેલો પણ આ નાનકડો માલિક હાથીની ગોદમાં રમેલો.

છોટો માલિક હાથી પાસે આવી ઊભો. એને જોઈ હાથીની આંખમાં આંસુ ઉભરાયાં. તે ગળામાંથી રડવા જેવો અવાજ કરવા લાગ્યો. છોટો માલિક હાથીની સૂંઢ ઉપર હાથ ફેરવવા લાંગ્યો. ભયાનક

પ્રાણી કેટલું નરમ થઈ ગયું ! કેટલો બધો વહાલ બતાવવા લાગ્યું !

છોટા માલિકે હાથીના પગમાંથી ગોખરૂ ખેંચી કાઢ્યાં. પછી હાથી ઊભો થઈ શક્યો. તેણે સૂંઢ વતી છોટા માલિકને ઊંચકી પીઠ ઉપર બેસાડ્યો ને મલપતો મલપતો ચાલ્યો ગામમાં. ગામ લોકો આનંદથી હાથી ભણી જોઈ રહ્યાં.



## રાજા અને ખેડૂત

સાંજનો વખત હતો. ખુશનુમા હવા હતી. એક રાજા અને પ્રધાન ઘોડે સ્વાર થઈ ફરવા નીકળી પડ્યા. અલકમલકની વાતો કરતા આપસઆપસમાં વિનોદ કરતા બંને જણા નગરની ભાગોળ વટાવી સીમ—સીમાડામાં આવી પહોંચ્યા.

એક મોટું ખેતર હતું. ખેતરમાં એક ખેડૂત હળ હંકારે. ખેડૂત વૃદ્ધ હતો. પરસેવે રેબઝેબ થઈ ગયો હતો. કામ કરી થાકી જવાથી હાંફતો હતો. તોયે ખેતર ખેડતો હતો. આ જોઈ રાજાને કૌતુક ઉપજ્યું.

રાજા અને પ્રધાન ખેડૂતની નજીક જઇને ઊભા. ખેડૂતે રાજવંશી માણસોને લળી લળી પ્રણામ કર્યા.

રાજાને ખેડૂતને પૂછ્યું : ' અરે, ભલાભાઈ! તેં કંઈ કર્યું કારવ્યું નથી કે અત્યારે તારે આવો વખત આવ્યો ? '

ખેડૂત બાલ્યો : ' કર્યું તો હતું, પણ પ્રભુની કૃપા ન થઈ. '

આ પછી રાજાએ બીજો પ્રશ્ન પૂછયો : ' તો ફરી કેમ ન કર્યું કે અત્યારે તારે આવો વખત આવ્યો ? '

ખેડૂત કહે : ' કર્યું તો હતું, પણ પ્રભુની કૃપા ન થઈ. '

રાજાએ ત્રીજી વાર પણ પહેલાંના જેવો જ પ્રશ્ન પૂછયો. ખેડૂતે પણ પ્રથમના જેવો જ જવાબ વાળ્યો.

રાજાને ખેડૂતની વાતમાં મજા પડી. રાજા કહે: ' તમે ખેડૂ લોકો આ દુનિયામાં કોના ઉપર આધાર રાખો છો ? '

ખેડૂત કહે : ' રાજા ઉપર સ્તો ! '

રાજાએ પૂછ્યું : ' અને રાજા નબળો હોય તો ? '

ખેડૂએ જવાબ વાળ્યો : ‘ તો રાજાના પ્રધાન ઉપર ’

રાજા કહે : ‘ અને પ્રધાન નબળો હોય તો ? ’

ખેડૂએ હસતાં હસતાં કહ્યું : ‘ તો રાજકુમાર ઉપર. ’

આટલી વાતો કર્યા પછી રાજાએ ખેડૂતની વિદાય લીધી.

બીજે દિવસે દરબાર ભરાયો. રાજાએ રાજ-વહિવટનું કામ ઝટપટ આટોપી લીધું. પછી રાજાએ દરબારીઓ સમક્ષ ખેડૂત સાથે પોતાના વાર્તાલાપની વાત કહી અને પ્રધાનને ખેડૂતના ઉત્તરનો અર્થ સમજાવવા કહ્યું.

પ્રધાન ફેં ફેં કરવા લાગ્યો. ખરી વાત એવી હતી કે ગઈકાલે જ એને રાજાના સવાલો અને ખેડૂતના ઉત્તરોનો અર્થ સમજાયો ન હતો. તેને પોતાની વિદ્વત્તાનો ગર્વ હતો. દરબારીઓને ખાત્રી હતી કે પ્રધાન જરૂર અર્થ કરી શકશે પણ તે તો નીચું મોં રાખી બેસી રહ્યો.

રાજાએ કહ્યું : 'જાવ, ખેડૂત પાસે જઈ ગઈ-કાલની વાતનો અર્થ સમજી લાવો.'

પ્રધાન ઘોડેસ્વાર થઈ ખેડૂત પાસે ગયો અને કહ્યું: 'ગઈ કાલે રાજા સાહેબ સાથે તમારે જે વાત-ચીત થઈ હતી એનો અર્થ મને ન સમજાવો?'

ખેડૂ કહે: 'એમાં શું સમજાવવાનું છે? સાવ સાદી વાત હતી.'

પ્રધાન બોલ્યો: 'પણ મને તો એમાં કંઈ સમ-જાણુ નથી પડી.'

ખેડૂત કહે: 'જુઓ, સાંભળો. રાજાએ મને પહેલા પ્રશ્નમાં મારા લગ્ન વિશે પૂછ્યું હતું. એમનું કહેવાનું એવું હતું કે જો મેં લગ્ન કર્યું હોય અને મારે છોકરાં હોય, તો મારે ઘરડી ઉંમરે ખેતરમાં કામ કરવું ન પડે. મેં કહ્યું હતું કે મેં લગ્ન તો કર્યું છે; પણ મને છોકરાં નથી થયાં. પછી રાજાએ મને બે વાર એવો ને એવો જ સવાલ પૂછ્યો હતો. એટલે મને બીજી વાર અને ત્રીજી વાર પણ પરણવા સંબંધી પૂછેલું. મેં પણ ખરા જવાબ આપેલા હતા. હું ત્રણ વાર પરણ્યો છું પણ મને છોકરાં નથી થયાં. પછી

રાજાએ ખેડૂતનો આધાર કોના પર છે એવું પૂછયું હતું. અમારો આધાર રાજા પર છે એવું મેં કહ્યું હતું. અમારો રાજા મેઘરાજા છે. મેઘરાજાનો ખરો વખત અષાઢ મહિનો છે. જો આ મહિનામાં વરસાદ ના વરસે તો મેઘરાજાના પ્રધાન શ્રાવણ માસમાં અમે વરસાદની રાહ જોઈએ. જો શ્રાવણ માસ કોરો જાય તો અમે મેઘરાજાના કુમાર જેવા ભાદરવા માસમાં વરસાદની આશા રાખીએ. અમારી વાતનો આવો મર્મ હતો.”

પ્રધાન ખેડૂતનું ડહાપણ જોઈ ખુશ થઈ ગયો. પ્રધાનને પોતાની વિદ્વત્તાનો ગર્વ હતો, પણ ખેડૂતનું ડહાપણ જોઈ એનો ગર્વ ગળી ગયો.



# કોણ ચડે ?





સુંદર વન ઝાડ-પાનથી ભરપૂર હતું. ત્યાં જાતજાતનાં પંખીઓ વસતાં હતાં. રાયણની બખોલમાં એક ઘુવડ રહેતું હતું. ઘુવડ દિવસના દેખી ન શકે. તે આખી રાત શિકાર કરે; એટલે દિવસે આંખો મીંચી બખોલમાં પડી રહે. બીજાં પક્ષીઓને ઘુવડની રીતભાત ઉપર બહુ જ નવાઇ થઇ. એક સમયે બધાં પંખીઓએ એકઠાં મળી

ઘુવડને પૂછયું, ' ઘુવડભાઈ, આખો દિ' આંખો બંધ કરી કેમ બેસી રહો છો ? '

ઘુવડ કહે: ' મને ઝાઝા વિચાર કરવાની ટેવ પડી ગઈ છે. બેઠો બેઠો વિચાર કર્યા કરું છું. '

બધાં પંખીઓએ ધાર્યું કે ઘુવડ ભારે પંડિત છે— જાણકાર છે. આથી કંઈ પણ તકરાર થતાં અથવા કંઈ પણ આંટીઘુંટી પડતાં તેઓ ઘુવડ પાસે ન્યાય કરાવવા લાગ્યાં. ઘુવડ ન્યાય પણ સરસ આપે. તેનામાં બુદ્ધિ તો હતી જ.

એક સમયે ઘુવડની પાસે વાંદર અને હાથી આવ્યા. હાથી વાંદર વચ્ચે વિખવાદ ઊભો થયો હતો. હાથી કહે : ' દુનિયામાં બળવાન અને મોટા દેહ-વાળાની જ જરૂર છે. સૂંઢના એક ઝપાટે ઝાડને પાડી નાખું. બોલ, તારામાં છે બળ ? '

વાંદર કહે: ' તું ઝાડ પાડે તો તો હું પળભરમાં ઝાડની ટોચે જઈ બેસું. બળવાન થયા એમાં શું વળ્યું ? '

વિખવાદનો તોડ કરાવવા વાંદર અને હાથી ઘુવડ પાસે આવ્યા.

ઘુવડ આંખો મીંચી આરામ કરી રહ્યું હતું ત્યાં વાંદરે ફરિયાદ જાહેર કરી.

'કોણ શ્રેષ્ઠ? બળવાન કે ચંચળ?'

ઘુવડે ક્ષણવાર આંખો ઉઘાડી બંધ કરી. તેને નિંદર આવતી હતી.

હાથી કહે: 'ઘુવડ વિચાર કરે છે, હોં.'

વાંદરો બોલ્યો: 'ખરેખર, જો, એનું માથું પણ હાલે છે.'

લાંબા સમયે ઘુવડે જવાબ વાળ્યો: 'નદીને સામે કિનારે મધકપુરી આંબો છે. તેમાંથી થોડી કેરી લઈ આવો. પછીથી તમને જવાબ આપું.' આમ કહી ઘુવડે આંખો બંધ કરી.

'ઠીક ત્યારે, ઘુવડ કહે તેમ કરીએ.' એમ કહી બન્ને જણાએ નદી ભણીનો રસ્તો લીધો.

નદી પાસે આવી પહોંચતાં વાંદરાભાઈ ગભરાયા.

'મારાથી આવી પહોળી નદી નહિ તરાય.'

'હા...હા...હા...' હાથી ખડખડાટ હસ્યો. 'હું નહોતો કહેતો કે જાડા અને બળવાન થવામાં લાભ

છે. લ્યો, તમે તો ચતુર અને ચપળ છો. હવે વાપરો તમારી ચપળતા ! હવે શરમા નહિ, બેસી જા મારી પીઠ ઉપર.'

વાંદરભાઈ ઠેકડો મારી હાથીની પીઠ ઉપર બેસી ગયા.

હાથીએ નદી પસાર કરી. આંબાના ઝાડ તળે આવી ઊભા. કેરીઓ વેડાઈ ગઈ હતી. છેક ઊંચી ડાળે આંખ લોભાવે એવી સાખો હવામાં ડોલી રહી હતી. હાથીએ સૂંઢ ઊંચી કરી. પણ કેરીઓ તો ઊંચી હતી. હાથીએ સૂંઢ ઝાડમાં ભેરવી ઝાડ પાડવા જોર કર્યું; પણ ઝાડ જરા ય ચસક્યું નહિ. હાથી પોતાનું જોર વાપરી થાક્યો.

હવે વાંદરાનો હસવાનો વારો આવ્યો. 'હવે જુઓ મારી ચપળતા અને ચતુરાઈ. જાડા થવામાં શો લાભ ?'

હુકહુક કરતો વાંદરો ઝાડની ટોચે જઈ પહોંચ્યો ને કેરીઓનું ડાળું તોડી હાથમાં લઈ સડસડાટ નીચે આવી પહોંચ્યો.

બન્ને જણા પાછા વળ્યા.

ઘુવડ બખોલમાં આંખો મીંચીને બેસી રહ્યું હતું.

હાથી બોલ્યો: ‘ તમે કહેલું કામ પૂરું કર્યું. આ કેરીઓ. હવે અમારા પ્રશ્નનો નિકાલ આણો.’

ઘુવડ કહે: ‘ હજુ તમને સમજણ ન પડી ? ’

વાંદરો કહે: ‘ ના.’

ઘુવડે કહ્યું: ‘ ઠીક. નદી કોણે પાર કરી ? ’

હાથી બોલ્યો: ‘ મેં.’

ઘુવડ કહે: ‘ અને કેરીઓ કોણે તોડી ? ’

વાંદરો બોલ્યો: ‘ મેં ! હાથીભાઈ તો કંઈ ના કરી શકયા.’

ઘુવડે કહ્યું: ‘ તો પછી જવાબ ચોકખો છે. હાથીના બળ વિના નદી પસાર ન થાત. વાંદરાની ચપળતા વિના કેરીઓ ન પડાત. એકલી ચપળતા વિના કેરીઓ ન પડાત. એકલી ચપળતા કામની નહિ. એકલું બળ કામનું નહિ. બળની શોભા ચપળતા—ચતુરાઇ વડે અને ચતુરાઈ બળ વડે દીપી નીકળે.



# ત્રણ મિત્રો

ત્રણ મિત્રો બાગમાં ખેલતા હતા. આ વખતે એક માણસે એમને કહ્યું: “ જાળવજો હોં! પેલા ખૂણામાં ફણીધર નાગ છે. ”

“ ઓ મારા બાપરે! નાસવા [illegible]ાંથી. ચલ્યા દોડો, નહિ તો મરી જશો. ” આમ બોલી એક મિત્ર રાડો નાંખતો નાસી ગયો.

“ અરે નાસી શું કામ જવું ? પેલી ટેકરી ઉપર જઈ રમીએ. ત્યાં નાગ શી રીતે આવશે ? ” આમ કહી બીજો મિત્ર ટેકરી ભણી દોડી ગયો.

અને ત્રીજા મિત્રે હાથમાં પત્થર લીધા. પેલા માણસને પૂછયું: “ બતાવો નાગ. કયાં છે? એને ઠાર કરૂં. ”

કહો ત્યારે, આ ત્રણ મિત્રોમાંથી શ્રેષ્ઠ કોણ?



## મૂરખ કોણ ?

રાજા ભોજ દરબારમાંથી પરવારી રાજમહેલ ભણી વળ્યા. રાજમહેલના એક વિશાળ ખંડમાં રાણી અને દાસી કંઈક છાની વાતો કરી રહ્યાં હતાં. રાજા ભોજ ત્યાં જઈ પહોંચ્યા. રાણી અને દાસી વાતો કરવામાં મશગૂલ થઈ ગયાં હતાં. રાજા પાછળથી આવીને ઊભેલા. એમને રાજાની હાજરીની બિલકુલ ખબર ના પડી. થોડી વાર પછી અચાનક દાસીની નજર ગઈ. એણે રાજાને જોયા. તે ચમકી અને તરત જ ત્યાંથી દોડીને ચાલી ગઈ. આ જોઈ રાણીએ રાજાને કહ્યું: 'પધારો મૂરખરાજ !'

રાજા ભોજ રાણીનાં વચનો સાંભળી વિચારમાં પડી ગયા.

રાજાને કંઈ ચેન પડયું નહિ. રાણીએ એમને મૂરખ કેમ કહ્યા તે વિચાર આવ્યા જ કરે. રાજાએ આખી રાત આ વિચારમાં અને વિચારમાં પસાર કરી.

બીજે દિવસે રાજા દરબારમાં ગયા. આજે રાજા રોજના કરતાં વહેલા દરબારમાં જઈ બેઠા. દરબારમાં કોઈ સભાજન હાજર ન હતા. થોડી વાર પછી દીવાન આવ્યા. રાજાએ એમને કહ્યું: 'પધારો મૂરખ દીવાન.' પછી તો લશ્કરી અમલદારો આવ્યા, કારભારીઓ આવ્યા, પંડિતો આવ્યા, એ બધાને ય રાજાએ 'પધારો મૂરખ' કહી આવકાર આપ્યો. સૌ કોઈ નવાઈ પામ્યા. સૌ છાનામાના સાંભળી રહ્યા. રાજાને મૂરખ કહેવાનું કારણ કેમ પૂછાય ?

એટલામાં કવિ કાલિદાસ દરબારમાં આવી પહોંચ્યા. રાજાએ કવિને કહ્યું: 'પધારો મૂરખ કવિ.'

આ સાંભળી કવિ કાલિદાસ વિચારમાં પડી ગયા, તેમણે સંસ્કૃત શ્લોક બોલી રાજાને જવાબ આપ્યો:

"મહારાજ, પાંચ જાતના માણસો મૂરખ કહેવાય છે. રસ્તામાં ચાલતાં ચાલતાં ખાનાર માણસને મૂરખ સમજવો. વાત કરતાં કરતાં વગર કારણે હસનારને મૂરખ ગણવો. જે વાત થઈ ગઈ તેને સંભારી સંભારી શોક કરનાર માણસ મૂરખ છે. પરોપકારનાં કામ કરી પોતાના કામને વખાણનાર માણસ મૂરખ છે. અને બે માણસો વાત કરતા હોય ત્યાં જઈ ઊભો રહેનાર માણસ પણ મૂરખ છે."

કવિનો ઉત્તર સાંભળી રાજા ખૂશ થઈ ગયા. એમના મનનું સમાધાન થઈ ગયું. દાસી અને રાણી વાતો કરતાં હતાં ત્યાં જઈ રાજા ઊભા રહ્યા હતા. એ ઉપરથી રાણીએ એમને "પધારો મૂરખરાજ !" કહ્યું હતું એવી રાજાને સમજણ પડી.



